

# હિંદી કમ્યુનિસ્ટ પાર્ટીનું બંધારણ

[ કિંમત : ૩ આના ]

# પ્રસ્તાવના

**૧૯૪૩ના મેની ૨૩ મીથી જુનની ૧લી સુધી મળેલી હિંદી કમ્યુનિસ્ટ** પાર્ટીની પહેલી કોંગ્રેસમાં આ બંધારણ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યું છે. આ પહેલાંનું ૧૯૩૧ થી અમલમાં આવેલું બંધારણ આથી રદ થાય છે. ગેરકાયદેસર હાલતમાં પાર્ટીનું ઘડતર કરવાનું કાર્ય સરળ થાય એ હેતુસર આગલું બંધારણ ઘડવામાં આવ્યું હતું. આ હેતુ પૂરેપૂરો બર આવી ગયો છે. આજે પાર્ટી પોતાનું કાર્ય બાકાયદા ચલાવી શકે છે. આજે પાર્ટી એક રાષ્ટ્રીય રાજકીય તાકાત બની છે; અને એ રીતે, માતૃભૂમિનું રક્ષણ કરી સંયુક્ત રાષ્ટ્રોની બીજી આઝાદી-પસંદ પ્રજાઓના સાથમાં આઝાદી હાંસલ કરવા, દેશના બીજા દેશાભિમાની પક્ષોને અને જનતાને સંયુક્ત કરવાનું કાર્ય તે આગળ આવીને કરી રહી છે. પાર્ટી આજે આમ-પાર્ટી બનવાને માર્ગે આગળ ધપી રહી છે; હજારો સભ્યો ધરાવતી અને જનતાના લાખો માણસોને કાર્યની પ્રેરણા પાતી પાર્ટી બની રહી છે; આ નવું બંધારણ આ નવી પરિસ્થિતિને અનુરૂપ છે

કમ્યુનિસ્ટ પાર્ટી-સંગઠનના જે માર્કસવાદી-લેનિનવાદી સિધ્ધાંતોના પાયા પર જૂનું બંધારણ ઘડાયું હતું, તેજ સિધ્ધાંતોના પાયા પર આ નવું બંધારણ ઘડવામાં આવ્યું છે. માત્ર સ્વરૂપ જ બદલ્યું છે. પાર્ટી આજે કાયદેસર રીતે કામ કરી શકે છે; પાર્ટીનો કાર્યક્રમ જેમને સ્વીકાર્ય હોય અને જેઓ પાર્ટીની શિસ્ત નીચે રહી એ કાર્યક્રમ પાર ઉતારવા પોતાની જાત સમર્પવા તૈયાર હોય તે તમામ માટે, વર્ગ જાગૃત કામદારો, શ્રમજીવી કિસાનો અને તમામ દેશપ્રેમીઓ માટે પાર્ટીનાં દ્વાર આજે ખુલ્લાં મૂકવામાં આવ્યાં છે; આ પરિસ્થિતિને અનુરૂપ આ બંધારણ છે.

કમ્યુનિસ્ટ પાર્ટી બીજા બધા રાજકીય પક્ષોથી વિશિષ્ટ એવાં ખાસ પ્રકારનાં સ્વરૂપો ધરાવે છે. અને એથી તે બીજા પક્ષો કરતાં જુદી તરી આવે છે. લેનિનના શબ્દોમાં: "કમ્યુનિસ્ટ પાર્ટી એક નવા પ્રકારની પાર્ટી છે."

તેની આ ખાસ વિશિષ્ટતાઓ શી છે?

**પ્રથમ** તો, કમ્યુનિસ્ટ પાર્ટી એ કામદાર વર્ગની રાજકીય પાર્ટી છે. મૂડીવાદ, શાહીવાદ, ફાસિવાદની જંગલી સમાજ પધ્ધતિ સામે લડવા, અને

સામ્યવાદના પહેલા તબક્કા સમાજવાદની સ્થાપના કરી, વધુ ન્યાયી અને વધુ સુખી સમાજ પદ્ધતિ રચવા કામદાર વર્ગ લડત ચલાવી રહ્યો છે; આ લડત માટે શ્રમજીવી અવામ અને પીડાતા લોકોને એકત્ર અને સંગઠિત કરવા તથા તેમને આગેવાની આપવા કામદાર વર્ગ કમ્યુનિસ્ટ પાર્ટી રૂપે હથિયાર પેદા કરે છે અને તે વડે પોતાનું જોર અજમાવે છે. કમ્યુનિસ્ટ પાર્ટી એ દેશના કામદાર વર્ગનાં, શ્રમજીવી કિસાનોનાં અને ઉચ્ચ દેશાભિમાની નરનારીઓનાં સર્વોત્તમ અને બહાદુરમાં બહાદુર બેટા બેટીઓની બનેલી પાર્ટી છે. કમ્યુનિસ્ટ પાર્ટી એવાં સ્ત્રી-પુરૂષોની બનેલી છે કે જેઓ હિંમતવાન છે અને પોતાની જાતની કુરબાની કરનારાઓ છે; જેઓ શોષણ, જુલમ અને ગુલામી નાબૂદ કરી, પોતાની માતૃભૂમિ અને જનતાને આઝાદી, ઇન્સાફ અને સમાનતાની મંજીલે પહોંચાડવા અને એ માટે લડવા દ્રઢનિશ્ચયી છે; તેઓ એવી આઝાદી હાંસલ કરવા લડી રહ્યાં છે કે જેમાં એક પ્રજા બીજી પ્રજા ઉપર, એક જાતી બીજી જાતી ઉપર શાસન નહિ ચલાવી શકે; જેમાં માનવી માનવીનું શોષણ નહિ કરી શકે.

**બીજું**, કમ્યુનિસ્ટ પાર્ટીના સભ્ય થવા માટે પાર્ટીનો કાર્યક્રમ અને પાર્ટીના સિદ્ધાંતો સ્વીકારવા અને પાર્ટીનું લવાજમ નિયમિત રીતે આપવું, એટલું બસ નથી. દરેક **સભ્યે પાર્ટી કાર્યક્રમ પાર ઉતારવા નિયમિત રીતે કામ પણ કરવું જોઈએ:** અને એ માટે યોગ્ય પાર્ટી કમિટિએ નક્કી કરેલું કાર્ય તેણે તેની દોરવણી અને શિસ્ત મુજબ બજાવવું જોઈએ. બીજા બધા પક્ષોથી કમ્યુનિસ્ટ પાર્ટી તેની આ વિશિષ્ટતાઓને કારણે જુદી પડે છે. એ ખરૂં કે, બધા સભ્યો કાંઇ આખો વખત કામ કરનારા ન હોય. પણ ભલે કોઈ સભ્ય આખો વખત કામ કરનારો હોય કે ના હોય, પણ તેનું સારૂં યે જીવન અને કાર્ય પાર્ટીથી અને પાર્ટીની વિચારસરણીથી ઘડાય છે અને ઘાટ પામે છે; આ માટે તેણે સમાન ધ્યેયે પહોંચવા માટેની પાર્ટીની રોજ રોજની સામુદાયિક લડતમાં અને કાર્યમાં ભાગ લેવો જોઇએ. આમ, **કમ્યુનિસ્ટ પાર્ટી એ લડવૈયાઓનું એક કુટુંબ બને છે;** કામદાર વર્ગ પ્રત્યેની એક નિષ્ઠા, કચડાયેલી જનતાની સેવા, તથા તેનો આઝાદીનો હક્ક—આવા સહિયારા ધ્યેયના બંધન વડે, કમ્યુનિસ્ટ પાર્ટીનાં સૌ સભ્યો બંધાએલાં છે. કમ્યુનિસ્ટ પાર્ટી એ એક સુસંગઠિત કુટુંબ છે, જેનાં તમામ સ્ત્રી પુરૂષો જીવનના એકજ નિયમ મુજબ ચાલે છે, જે એક જ ધ્યેયમાંથી પ્રેરણા પીએ છે.

**ત્રીજું**, કમ્યુનિસ્ટ પાર્ટી લોકશાહી રીતે કામ કરે છે. એની ઉપરથી નીચેની બધી જ સમિતિઓની ચૂંટણી કરવામાં આવે છે. એના નિર્ણયો બહુમતિથી કરવામાં આવે છે અને તેને ચોક્કસાઇથી અમલમાં મૂકવામાં આવે છે. એની નીચલી સમિતિઓ ઉપલી સમિતિઓના હાથ નીચે કામ કરે છે. પણ ઉપલી સમિતિ-

ઓએ એમની પ્રવૃત્તિઓ અંગે નીચલી સમિતિઓને નિયમિત હેવાલ આપવો પડે છે; ઉપલી સમિતિઓ નીચલી સમિતિઓને તેમના કાર્યમાં સલાહ અને દોરવણી આપે છે. સમગ્ર રીતે પાર્ટી પોતાનાં કાર્ય, નાણાં વગેરેનો હેવાલ જાહેર પ્રજા સમક્ષ મૂકે છે અને પોતાની સિધ્ધિઓ અને નિષ્ફળતાઓની જાહેરમાં ચર્ચા કરે છે. પાર્ટી હંમેશાં મધ્યસ્થ આગેવાનીની રાહબરી નીચે એક શિસ્તબદ્ધ સંસ્થા તરીકે કામ કરે છે. આ કાર્ય-પધ્ધતિને **લોકશાહી કેન્દ્રીકરણ** (ડેમોક્રેટિક સેન્ટ્રલિઝમ)ને નામે ઓળખવામાં આવે છે. આ કાર્ય-પધ્ધતિથી ઉપલી અને નીચલી સમિતિઓ વચ્ચે, આગેવાની અને સભ્યો વચ્ચે, તેમજ પાર્ટી અને જનતા વચ્ચે ગાઢ અને જીવંત સંપર્ક સધાય છે. સાથે સાથે આ કાર્ય-પધ્ધતિથી સમગ્ર પાર્ટીનો વિશ્વાસ ધરાવતી અને જનતાને દોરી શકે એવી શક્તિશાળી, મજબૂત અને અનુભવી આગેવાની ઉભી કરી શકાય છે.

આ બધી ખાસ વિશિષ્ટતાઓનાં કારણે, ફ્રાન્સની કમ્યુનિસ્ટ પાર્ટીના સેક્રેટરી બિ. **મોરિસ થોરેએ** કહ્યું છે તેમ, કમ્યુનિસ્ટ પાર્ટી એક એવી પાર્ટી છે કે જેને પોતાનું કામ પાર પાડતાં આવડે છે. **કમ્યુનિસ્ટ પાર્ટી એ માત્ર ક્રાંતિકારી સિધ્ધાંતોની પાર્ટી નથી, પણ ક્રાંતિકારી કાર્ય કરતી પાર્ટી છે.** કમ્યુનિસ્ટ પાર્ટી પોતામાં સામેલ થનાર તમામ કામદારો, શ્રમજીવી કિસાનો અને દેશપ્રેમી બુદ્ધિજીવીઓને સર્વોચ્ચ ક્રાંતિકારી લડવૈયા બનવાની, પ્રજાના સારામાં સારા સેવકો બનવાની અને માતૃભૂમિના શ્રેષ્ઠ રક્ષકો બનવાની તાલીમ આપે છે. આપણા દેશની **રાષ્ટ્રીય આઝાદીની હિલચાલોમાં જે મહાન દેશપ્રેમી પક્ષો મોખરે આવ્યા છે તે સૌનો સર્વ-શ્રેષ્ઠ વારસો લઈને આજે કમ્યુનિસ્ટ પાર્ટી આગળ ધપી રહી છે.** જેઓ પોતાની માતૃભૂમિનું રક્ષણ કરવા માગે છે, અને સોવિયેત યુનિયનની આગેવાની નીચેના સંયુક્ત રાષ્ટ્રોની પ્રજાઓ સાથે ખભેખભો મિલાવી પોતાના દેશની આઝાદી હાંસલ કરવા માગે છે, અને આઝાદ પ્રજાઓની નવી દુનિયા સર્જવા માગે છે, તે તમામનું, દરેક વર્ગ-જાગૃત શ્રમજીવીનું અને પ્રમાણિક દેશભક્તનું સ્થાન આજે કમ્યુનિસ્ટ પાર્ટીની અંદર છે.

●

# બંધારણ

## આમુખ

હિંદી કમ્યુનિસ્ટ પાર્ટી કામદાર વર્ગની રાજકીય પાર્ટી છે. એનો પાયો કામદાર વર્ગની આગેવાની અને કામદારો તથા શ્રમજીવી કિસાનો વચ્ચેની ક્રાંતિકારી દોસ્તી પર નંખાએલો છે. આ પાયાના આધાર પર તે હિંદની સમસ્ત આઝાદીપ્રિય જનતાનો સંયુકત મોરચો રચવાની કોશીશ કરે છે કે જેથી ફાસિસ્ટ આક્રમણથી દેશનો બચાવ કરી શકાય, શાહીવાદી ગુલામીમાંથી દેશને મુકત કરી સંપૂર્ણ રાષ્ટ્રીય આઝાદી હાંસલ કરી શકાય અને એવું સંપૂર્ણ લોકશાસન સ્થાપી શકાય, કે જેમાં તમામ જાતિઓનો આત્મનિર્ણયનો અધિકાર (છુટા પડવાના હક સહિત) સ્વીકારાએલો હોય, જેમાં ખેડૂતોની પાસે જમીન હોય, દેશવાસીઓનું જીવન-ધોરણ સુખચેનથી રહી શકે તેવુ હોય, અને દરેક શહેરીને નાગરિક સ્વાતંત્ર્ય હોય.

હિંદી કમ્યુનિસ્ટ પાર્ટી કામદારોના, કિસાનોના તેમજ મૂડીવાદી, રાજાશાહી, અને શાહીવાદી શોષણ નીચે રીબાતી અન્ય જનતાના તાત્કાલિક હિતોનું રક્ષણ કરે છે. કમ્યુનિસ્ટ પાર્ટી કામદાર વર્ગને પોતાના ઐતિહાસિક કાર્ય માટે નિરંતર તૈયાર કર્યા કરે છે, કે જેથી તે હિંદી જનતાને એક કરે અને ઉપર બતાવ્યા મુજબની આઝાદી અને લોકશાસન હાંસલ કરવા જનતાને દોરે; અને એ પછી એના સ્વાભાવિક એકધારા વિકાસસમા સમાજવાદ અને વર્ગવિહીન સમાજ રચનાની સ્થાપના સુધી દેશને આગળ લઈ જાય.

કમ્યુનિસ્ટ પાર્ટીનું મૂળભૂત કાર્ય એ છે કે માનવજાતના મહાન માર્ગ-દર્શકો માર્કસ, એંગલ્સ, લેનિન, સ્તાલિને સ્થાપિત કરેલા વૈજ્ઞાનિક સિધ્ધાંતોના ધોરણે કામદાર વર્ગની સરમુખત્યારી કાયમ કરવા માટે સતત લડત ચલાવવી; ઉત્પાદન તથા વિનિમયનાં સાધનો ઉપર સામાજિક માલિકી સ્થાપવા માટે, એક માણસના હાથે બીજા માણસનું, એક પ્રજાના હાથે બીજી પ્રજાનું અને એક જાતિના હાથે બીજી જાતિનું શોષણ થતું બંધ કરવા માટે, સમાજમાંના વર્ગભેદો ભૂંસી નાખી સામ્યવાદના પહેલા તબકકા સમા સમાજવાદની સ્થાપના કરવા માટે સતત લડત ચલાવવી. કમ્યુનિસ્ટ પાર્ટીનું મૂળભૂત કાર્ય આ હોઇ, હિંદી જનતા દુનિયાના બીજા દેશોની જનતા અને કામદારો સાથે ખભેખભો મિલાવી એક નવું જગત સર્જવા મથે, કે જેમાં જુલમ ન હોય, યુદ્ધ ન હોય અને જેમાં સારીયે માનવ જાત એક વિશાળ કુટુંબની પેઠે રહે. આ કાર્ય સિદ્ધ કરવા તે જરૂર મથશે.

આ હેતુ પાર પાડવા માટે હિંદી કમ્યુનિસ્ટ પાર્ટી પોતાની સંસ્થાના મૂળભૂત કાનુનો નીચેના બંધારણમાં પ્રસ્થાપિત કરે છે.

## ધારો : ૧

### *નામ*

આ સંસ્થાનું નામ હિંદી કમ્યુનિસ્ટ પાર્ટી રહેશે.

## ધારો : ૨

### *ચિહ્ન*

પાર્ટીનું ચિહ્ન નીચે પ્રમાણે રહેશે: એક પાંચ ખૂણીઆ લાલ તારકની મધ્યમાં કામદારો અને કિસાનોના ઐક્યના પ્રતીકરૂપ હથોડો અને દાતરડું મૂકવામાં આવશે. એની આજુબાજુના અર્ધગોળાકારમાં "હિંદી કમ્યુનિસ્ટ પાર્ટી" એવા શબ્દો લખવામાં આવશે.

## ધારો : ૩

### *સભ્યપદ*

**કલમ ૧ :**

હિંદમાં (દેશી રાજ્યોનો પણ સમાવેશ કરવામાં આવે છે) વસવાટ કરીને રહેલી ૧૮ વર્ષની કે તેથી ઉપરની વયની કોઇ પણ વ્યકિત–સ્ત્રીપુરુષ, ધર્મ, રંગ, રાષ્ટ્રીયતા કે જાતિના ભેદભાવ સિવાય–પાર્ટીની સભ્ય બની શકશે; સભ્ય બનનારની કામદાર વર્ગ પ્રત્યેની વફાદારી અને દેશપ્રેમ વિષે જરા પણ શંકાને સ્થાન ના હોવું જોઇએ.

**નોંધ:** ૧૪ અને ૧૮ વર્ષની વચ્ચેની વયના તરૂણ બિરાદરોને અલગ 'સેલ્સ' (પાર્ટીનું નાનામાં નાનું ઘટક) માં સંગઠિત કરવામાં આવશે. વિદ્યાર્થી મંડળો અને યુવક સંઘ જેવી આમ–સંસ્થાઓમાં તેઓ 'ફ્રેકશન' (પાર્ટી–ઘટક) તરીકે કામ કરશે. એમને તરૂણ સામ્યવાદીઓ ગણવામાં આવશે. અને પાર્ટીની ચૂંટણીમાં કે પાર્ટીના ઠરાવો પર મત આપવાનો અધિકાર એમને નહિ રહે; પરંતુ જે લત્તાઓમાં તેઓ હશે ત્યાંની પાર્ટી સમિતિની દોરવણી નીચે તેઓ કામ કરશે.

**કલમ ૨ :**

જે વ્યક્તિ પાર્ટીનો કાર્યક્રમ સ્વીકારે, પાર્ટીના કોઈ પણ સંગઠનમાં કામ કરે, પાર્ટીના નિર્ણયોને આધીન રહે અને સભ્ય–ફી નિયમિત રીતે આપે એ પાર્ટી સભ્ય ગણાશે.

**કલમ ૩ :**

સભ્ય થવા માગનાર દરેકે વ્યક્તિગત રીતે સ્થાનિક 'સેલ'ને અરજી કરવી પડશે; અરજીને કમમાં કમ એવા બે પાર્ટી સભ્યોના ટેકાની જરૂર રહેશે કે જેઓ અરજી કરનાર વ્યકિતને એના કામ કરવાને અને રહેવાને સ્થળે બરાબર ઓળખતા

હોય. 'સેલે' નોંધેલા નવા સભ્યો સ્થાનિક, શહેર કે જીલ્લા સમિતિએ કબૂલ રાખ્યા પછીજ પૂરા સભ્યો ગણાશે.

**નોંધ ૧ :** બીજા રાજકીય પક્ષોના આગેવાન સભ્યો પાર્ટીમાં આવે તો સ્થાનિક શહેર કે જીલ્લા સમિતિની મંજૂરી ઉપરાંત પ્રાંતિક કે મધ્યસ્થ સમિતિની મંજૂરી મેળવવી જરૂરી રહેશે.

**નોંધ ૨ :** પાર્ટીમાંથી એક વખત બરતરફ કરવામાં આવેલ સભ્યોને જીલ્લા અથવા પ્રાંતિક સમિતિ જ ફરીથી પાર્ટીમાં લઈ શકશે.

**કલમ ૪ :**

અરજી કરનાર વ્યક્તિની અરજી સ્વીકારવામાં આવે ત્યારબાદ અરજદારે જીલ્લા, શહેર કે સ્થાનિક સભ્યોની સામાન્ય સભાની બેઠક સમક્ષ અથવા તો જીલ્લા, શહેર કે સ્થાનિક સમિતિની હાજરીમાં નીચે પ્રમાણે પ્રતિજ્ઞા લેવી પડશે :

**"કામદાર વર્ગના સર્વશ્રેષ્ઠ હિતોને દ્રઢતાપૂર્વક વફાદાર રહેવાની અને જનતાની બધી જ શાહીવાદવિરોધી અને લોકશાહી હિલચાલોને સંપૂર્ણપણે વળગી રહેવાની હું પ્રતિજ્ઞા લઉં છું. માતૃભૂમિની રક્ષા માટે, દેશની સંપૂર્ણ રાષ્ટ્રીય આઝાદી અને લોકશાહી માટે, જનતા અને દરેક શહેરી સારૂં અને ઉચ્ચ જીવનધોરણ મેળવી શકે એ માટે સક્રિય કાર્ય કરવાની હું પ્રતિજ્ઞા લઉં છું. શાહીવાદ અને ફાસિવાદની હાર માટે, બધા જ પ્રકારના રાષ્ટ્રીય દમનના નાશ માટે, બધી જ પ્રજાઓના આત્મનિર્ણયના હક માટે, અસ્પૃશ્ય ગણાતી કોમોના સરખા હક્કો માટે અને સમાજવાદની સ્થાપના માટે અવિરત કામ કરવાની હું પ્રતિજ્ઞા લઉં છું. આ હેતુ બર લાવવા માટે, કમ્યુનિસ્ટ પાર્ટીના સિદ્ધાંતોને વફાદાર રહેવાની, પાર્ટીના ધ્યેય અને કાર્યની એકતા જાળવી રાખવાની અને પાર્ટીનો કાર્યક્રમ પાર પાડવા મારી તમામ તાકાત ખરચી કાર્ય કરવાની હું ગંભીર પ્રતિજ્ઞા લઉં છું."**

## ધારો : ૪

### *પાર્ટી લવાજમ*

**કલમ ૧ :**

અખિલ હિંદ પાર્ટી કોંગ્રેસે અથવા મધ્યસ્થ સમિતિએ નક્કી કર્યા પ્રમાણે દરેક સભ્ય દર મહિને લવાજમ ભરશે.

**નોંધ :** સેલની ભલામણ પરથી સ્થાનિક કે શહેર સમિતિ કોઇ પણ સભ્યને બેકારી વગેરે કારણોસર લવાજમ ભરવામાંથી મુક્ત કરી શકશે.

**કલમ ૨ :**

લવાજમમાંથી થતી આવક જીલ્લા સમિતિ પાસે રહેશે.

**કલમ ૩ :**

પાર્ટી ફંડ માટે, જીલ્લા, પ્રાંતિક કે મધ્યસ્થ સમિતિ પાર્ટી સભ્યોની આવક પર લાગો નક્કી કરી, ઉઘરાવી શકશે.

# ધારો : ૫

## *પાર્ટી સભ્યોના અધિકારો અને ફરજો*

**કલમ ૧ :**

દરેક પાર્ટી સભ્ય સખતમાં સખત શિસ્તપાલન કરશે. પાર્ટી અને દેશના રાજકીય જીવનમાં સક્રિય ભાગ લેશે, પાર્ટી સમિતિઓના નિર્ણયને અમલમાં મૂકશે.

**કલમ ૨ :**

દરેક પાર્ટી સભ્ય પોતાનું સૈધ્ધાન્તિક જ્ઞાન વધારવા માટે માર્કસવાદ અને લેનિનવાદના મૂળભૂત સિધ્ધાંતો તેમજ પાર્ટીના મુખ્ય રાજકીય અને સંસ્થાગત નિર્ણય પૂરેપૂરા સમજી પચાવવા માટે અને પાર્ટી બહારની જનતાને એ નિર્ણયો સમજાવવા માટે સતત રીતે અથાક કાર્ય કરશે.

**કલમ ૩ :**

દરેક પાર્ટી સભ્ય કામદાર સંઘ, કિસાન સભા, અથવા જેના સભ્ય બનાવવાને યોગ્ય હોય તેવી આમ સંસ્થાના સભ્ય બનશે; સિવાય કે તેમ કરવા-માંથી તેને ખાસ છૂટ આપવામાં આવી હોય. એ આમ–સંસ્થામાં તે પાર્ટી સમિતિની દોરવણી નીચે કામ કરશે, અને તે તે સંસ્થાને વિકસાવવા અને મજબૂત બનાવવા માટે સહકાર આપશે, તથા સંસ્થાના લોકશાહી નિર્ણયો માન્ય રાખશે.

**કલમ ૪ :**

સ્થાનિક સમિતિથી માંડીને મધ્યસ્થ સમિતિ સુધીની પાર્ટીની બધી જ મુખ્ય સમિતિઓની ચૂંટણી થશે. સભ્યો આ ચૂંટણી સીધેસીધી કરશે, અથવા સભ્યોએ ચૂંટેલ પ્રતિનિધિઓ કરશે. દરેક પાર્ટી સમિતિ પોતાની પ્રવૃત્તિઓ વિષે પોતાના પાર્ટી ઘટકને નિયમિત હેવાલ આપશે.

**કલમ ૫ :**

પાર્ટીની સામાન્ય નીતિ અને નિર્ણયોની મર્યાદામાં રહીને, પ્રાંતિક કે જીલ્લાના પ્રશ્નો અંગે પ્રથમ પહેલ કરવાનો કે નિર્ણય લેવાનો પાર્ટી–ઘટકોને સંપૂર્ણ અધિકાર રહેશે.

**કલમ ૬ :**

પૂરેપૂરી ચર્ચા પછી બહુમતિના નિર્ણય પ્રમાણે પાર્ટીની નીતિ નકકી થશે અને એ નિર્ણયોને અમલમાં મૂકવાની લઘુમતિની ફરજ રહેશે.

કલમ ૭ :

પાર્ટી-ઘટક કે સમિતિના કોઇ નિર્ણયો સાથે સહમત ના હોય એવા પાર્ટી સભ્યોને હિંદી કમ્યુનિસ્ટ પાર્ટીના સર્વોચ્ચ ઘટકો-મધ્યસ્થ સમિતિ અને અખિલ હિંદ કોંગ્રેસને અપીલ કરવાનો હક રહેશે. અખિલ હિંદ કોંગ્રેસના નિર્ણયો આખરી ગણાશે. અપીલનો નિકાલ આવે તે દરમ્યાન, દરેક પાર્ટી સભ્ય લેવાએલા નિર્ણયનો અમલ કરશે.

કલમ ૮ :

જીલ્લા કે પ્રાંતિક સમિતિની પરવાનગીથી કોઇપણ સભ્ય એક જીલ્લા કે પ્રાંતમાંથી બીજા જીલ્લા કે પ્રાંતમાં ફેરબદલી કરી શકશે. પરદેશ જવા માટે મધ્યસ્થ સમિતિની પરવાનગીની જરૂર રહેશે.

કલમ ૯ :

કોઈ પણ સભ્યને પાર્ટીમાંથી બરતરફ કરવાના પ્રશ્નનો નિર્ણય, એ સભ્ય જે 'સેલ' કે પાર્ટી-ઘટકનો સભ્ય હોય એ 'સેલ' કે ઘટક કરી શકશે, એ નિર્ણયને જીલ્લા સમિતિ કે બીજી ઉપરી સમિતિની મંજૂરીની જરૂર રહેશે. જીલ્લા કે ઉપરી સમિતિનો નિર્ણય આવે તે દરમ્યાન, એ સભ્યને પાર્ટી કામથી દૂર કરી શકાશે.

કલમ ૧૦ :

પાંચમી કતારિયા, ત્રોત્સ્કીવાદીઓ કે રોયવાદીઓ, અથવા તો પાર્ટીના, કામદાર વર્ગના અને રાષ્ટ્રના જાણીતા દુશ્મનો સાથે કોઇપણ પાર્ટી સભ્ય અંગત કે રાજકીય સંબંધ નહિ રાખી શકે.

# ધારો : ૬

## *પાર્ટીની રચના*

કલમ ૧ :

લોકશાહી કેન્દ્રીકરણ એ પાર્ટીની રચના અને સંગઠનનો મુખ્ય અને પાયાનો સિદ્ધાંત છે. લોકશાહી કેન્દ્રીકરણ એટલે-

(૧) ઉપરથી નીચે સુધીનાં પાર્ટીનાં બધાંજ મુખ્ય ઘટકો-એટલે કે પાર્ટી સમિતિઓ ચૂંટાએલી હોય.

(૨) મુખ્ય પાર્ટી સમિતિઓ પોતાના પાર્ટી ઘટકો સમક્ષ પોતાના કાર્યનો સામયિક હેવાલ આપે.

(૩) લોખંડી પાર્ટી શિસ્ત અને બહુમતિના નિર્ણયનો અમલ.

(૪) નીચલી પાર્ટી સમિતિઓ માટે અને બધાજ પાર્ટી સભ્યો માટે મધ્યસ્થ સમિતિના અને પોતાની ઉપરના પાર્ટી ઘટકોના નિર્ણયો ફરજીઆત રહે.

**નોંધ: લોકશાહી કેંદ્રીકરણ એટલે એવી મજબૂત આગેવાની તૈયાર કરવી કે જે**

પાર્ટીની તમામ પ્રવૃત્તિમાં એક કાબેલ હથિયાર તરીકે કામ આપે.

લોકશાહી કેંદ્રીકરણ મુખ્ય પાર્ટી સમિતિઓ અને પાર્ટી સભ્યો વચ્ચેનો તેમજ પાર્ટી અને જનતા વચ્ચેનો ગાઢ અને જીવંત સંપર્ક શક્ય બનાવે છે.

**કલમ ૨:**

પાર્ટીનું નીચામાં નીચું અને મૂળભૂત ઘટક 'સેલ' છે; સેલનું સંગઠન ઔદ્યોગિક અથવા ભૌગોલિક ધોરણ પર કરવામાં આવે છે. કારખાનામાં, મિલમાં, ખાતામાં, ઔદ્યોગિક બગીચાઓમાં, કે સંસ્થાઓમાં કામ કરતા ત્રણ અથવા એથી વધુ પાર્ટી સભ્યોની 'સેલ' બને છે. પણ જે પાર્ટી સભ્યો ઉપર જણાવ્યા મુજબની 'સેલો'માં સંગઠિત ન થઈ શકે એમ હોય, એમને શેરી, લત્તા, ચાલ, વોર્ડ, કે ગામડાંની 'સેલ'માં સંગઠિત કરવામાં આવે છે.

**કલમ ૩:**

'સેલ' એ એક તરફ પોતાના લત્તામાંના અથવા કાર્યક્ષેત્રમાંના કામદારો કિસાનો તથા અન્ય શહેરીઓ અને બીજી તરફ પાર્ટીની મુખ્ય સમિતિઓ વચ્ચેનો જીવંત અંકોડો છે. 'સેલ'નાં કાર્યો નીચે પ્રમાણે છે—

(૧) ઉપલી સમિતિઓની સૂચનાઓનો અમલ કરવો.

(૨) કારખાનાં અથવા લત્તાઓમાંની જનતામાં પાર્ટીના રાજકીય અને સંસ્થાગત નિર્ણયોનો પ્રચાર કરી તેને પાર્ટીના તરફદાર બનાવવી.

(૩) લડાયક તત્ત્વો અને હમદર્દોને નવા સભ્યો બનાવવા અને એમને રાજકીય તાલિમ આપવી.

(૪) 'સેલ' માટે તેમજ કારખાનામાં કે લત્તામાં જ્યાં કામ થતું હોય તેને માટે દિવાલ-પત્ર કાઢવું.

(૫) જીલ્લા, શહેર અથવા સ્થાનિક સમિતિને એના રોજ-બ-રોજના સંગઠન અને આંદોલનના કામમાં મદદ કરવી.

**કલમ ૪:**

રોજ-બ-રોજનું કામ કરવા માટે 'સેલ' પોતાની સભા કરી મંત્રી ચૂંટી કાઢશે; આ ચૂંટણીને સ્થાનિક, શહેર કે જીલ્લા સમિતિની મંજુરીની જરૂર રહેશે.

**કલમ ૫:**

જીલ્લા, શહેર કે લત્તાની હદમાંની બધી જ 'સેલ' ભેગી થઈ જીલ્લા, શહેર કે સ્થાનિક ઘટક બનશે. આ હદ પ્રાંતિક સમિતિ નક્કી કરશે; સામાન્ય રીતે તો અત્યારના જીલ્લા, શહેર વગેરે વિભાગોને અનુસાર જ આ ઘટકો હશે. ઉપલી સમિતિની મંજૂરીથી આ ઘટકો બનાવવામાં આવશે.

**નોંધ:** સ્થાનિક અથવા શહેર સમિતિ, જીલ્લા સમિતિ અને સેલ બેની વચ્ચેનું ઘટક છે અને એની હદ પ્રાંતિક સમિતિ વખતોવખત નક્કી કરશે.

**કલમ ૬:**

**જીલ્લાની, શહેરની અથવા સ્થાનિક પાર્ટી પરિષદ જીલ્લા, શહેર કે સ્થાનિક ઘટકની ઉંચામાં ઉંચી સંસ્થા છે. આ પરિષદ વર્ષમાં ઓછામાં ઓછી એક વખત મળશે. જીલ્લા કે પ્રાંતિક સમિતિનો ખાસ પ્રતિનિધિ આ પરિષદમાં હાજર રહેશે. આ પરિષદ જીલ્લા, શહેર અથવા સ્થાનિક સમિતિના હેવાલ પર ચર્ચા કરશે અને મંજૂર રાખશે; તેમજ પાંચ પાકા સભ્યો અને બે કાચા સભ્યોની (કેન્ડિડેટ) બનેલી જીલ્લા, શહેર કે સ્થાનિક સમિતિની ચૂંટણી કરશે; તથા જીલ્લા કે પ્રાંતિક પરિષદ માટેના પ્રતિનિધિઓની પણ ચૂંટણી કરશે. આ પ્રતિનિધિઓની સંખ્યા પ્રાંતિક સમિતિ પહેલેથી મુકરર કરશે.**

આ પરિષદોના વચગાળાના સમયમાં જીલ્લા, શહેર કે સ્થાનિક સમિતિ જીલ્લા, શહેર અથવા સ્થાનિક પાર્ટીની સૌથી ઉંચી સંસ્થા ગણાશે.

**કલમ ૭ :**

જીલ્લા, શહેર અથવા સ્થાનિક સમિતિ પોતાનો મંત્રી ચૂંટશે (જેને પ્રાંતિક અથવા જીલ્લા સમિતિની મંજૂરીની જરૂર રહેશે); નીચલાં ઘટકોને તથા આમ-સંસ્થાઓમાંના 'ફ્રેકશનો'ને સંગઠિત કરશે અને માન્ય રાખશે; સભ્ય-લવાજમ ઉઘરાવવાની ગોઠવણ કરશે, તથા નીચલાં ઘટકોનાં અને આમ-સંસ્થાઓમાંના 'ફ્રેકશનો'ના કાર્યની દોરવણી કરશે. જીલ્લા, શહેર કે સ્થાનિક પાર્ટીનું ભંડોળ (ફંડ) પણ જીલ્લા, શહેર કે સ્થાનિક સમિતિના કાબૂમાં રહેશે. ઉપલી સમિતિઓની પરિષદ માટેના પ્રતિનિધિઓની ચૂંટણી કરવા માટે સ્થાનિક પરિષદો બોલાવી શકાય એમ ના હોય તો સ્થાનિક સમિતિઓ, ઉપલી સમિતિની મંજૂરી મેળવીને આ પ્રતિનિધિઓની ચૂંટણી કરી શકશે.

જીલ્લા, શહેર કે સ્થાનિક સમિતિના કાર્યને સારી પેઠે ચલાવી શકાય તે માટે સમિતિના સભ્યો સમિતિના મુખ્ય કાર્યોને નીચે પ્રમાણે વહેંચી લઈ શકશે.

—મંત્રી સમગ્ર રીતે સમિતિના કાર્યને દોરવણી આપશે અને તે માટે જવાબદાર રહેશે.

—નીચલાં ઘટકોના કાર્ય પર દેખરેખ રાખવા માટે સંગઠનકર્તાઓ.

—આમ-સંસ્થાઓના 'ફ્રેકશનો'ના આગેવાનો.

—પાર્ટી સાહિત્યની વહેંચણી અને એનો હિસાબ.

—ભંડોળના હિસાબ રાખનાર, ખજાનચી.

—ખાસ કાર્ય માટેના આગેવાન.

પ્રાંતિક અથવા જીલ્લા સમિતિએ નક્કી કરી હોય એવી રીતે અને તારીખે જીલ્લા, શહેર અથવા સ્થાનિક સમિતિઓ પોતાના કાર્યનો નિયમિત હેવાલ પ્રાંતિક અથવા જીલ્લા સમિતિને સુપ્રત કરશે.

**નોંધ :** પરિસ્થિતિને ધ્યાનમાં લઈને જીલ્લા, શહેર અથવા સ્થાનિક સમિતિ ઉપરનાં કાર્યોમાંથી કેટલાંકને ભેગા કરી શકશે. નીચલા ઘટકો અને આમ-સંસ્થાઓમાંનાં 'ફ્રેકશનો'નાં કાર્યને તપાસવા અને દોરવણી આપવા માટે જીલ્લા સમિતિઓ પોતાના સભ્યો ન હોય એવા બિરાદરોને પણ સંગઠનકર્તા તરીકે નીમી શકશે. પાર્ટીનું અને આમ-મોરચા પરનું કાર્ય બરાબર ચાલે એ માટે જીલ્લા સમિતિને જરૂર જણાય તો એ પેટા સમિતિઓ અથવા ખાસ 'સેલો' બનાવી શકશે.

**કલમ ૮ :**

પ્રાંતમાંના બધા જ પાર્ટી ઘટકોનું પ્રાંતિક પાર્ટી સંગઠન બનશે. પ્રાંતની સીમાઓ અખિલ હિંદ પાર્ટી કોંગ્રેસ અથવા મધ્યસ્થ સમિતિ નક્કી કરશે.

પ્રાંતિક પાર્ટી પરિષદ એ પ્રાંતિક પાર્ટી સંગઠનની સર્વોપરી સંસ્થા છે. પ્રાંતિક પાર્ટી પરિષદ પ્રાંતના જીલ્લાઓની પરિષદોમાં ચૂંટાયેલા પ્રતિનિધિઓની બનશે અને સામાન્ય રીતે વર્ષમાં એક વખત મળશે. જુદા જુદા જીલ્લાઓમાંની પાર્ટીની સભ્ય સંખ્યા ધ્યાનમાં લઇને, પ્રાંતિક સમિતિ દર વખતે પ્રાંતિક પરિષદ માટેના પ્રતિનિધિઓની સંખ્યા નક્કી કરશે.

પ્રાંતિક પાર્ટી પરિષદ પ્રાંતિક સમિતિનો હેવાલ ચર્ચશે અને મંજૂર રાખશે; પાંચ સભ્યો અને બે 'ઉમેદવાર' (કેન્ડીડેટ) સભ્યોની બનેલી નવી પ્રાંતિક સમિતિ ચૂંટી કાઢશે, અને અખિલ હિંદ કમ્યુનિસ્ટ પાર્ટી-કોંગ્રેસ માટેના પ્રતિનિધિઓની ચૂંટણી કરશે. પ્રાંતિક સમિતિ નિર્ણય કરે અથવા છેલ્લી પરિષદમાં જેટલા પાર્ટી-સભ્યોનું પ્રતિનિધિત્વ હોય એના ૧/૩ ભાગના સભ્યોનું પ્રતિનિધિત્વ ધરાવતા પાર્ટી એકમો નક્કી કરે તો ખાસ પરિષદ બોલાવી શકાશે પણ આ માટે મધ્યસ્થ સમિતિની મંજૂરીની જરૂર રહેશે.

**કલમ ૯ :**

પ્રાંતિક સમિતિ મંત્રી અને મદદનીશ મંત્રીની નીમણૂંક કરશે. પ્રાંતિક સમિતિના મંત્રી પાર્ટીના કાર્યકરોની (જુદા જુદા કાર્યક્ષેત્રોમાં) યોગ્ય વહેંચણી કરશે અને પ્રાંતિક પરિષદના તથા પ્રાંતિક સમિતિના નિર્ણયોનો અને પાર્ટીની મધ્યસ્થ સમિતિની સૂચનાઓનો અમલ થાય એ જોશે. દરેક પ્રાંતિક સમિતિના મંત્રીની ચૂંટણીને મધ્યસ્થ સમિતિની મંજુરીની જરૂર રહે છે. મધ્યસ્થ સમિતિએ નક્કી કરેલ રીતે અને દિવસે પ્રાંતિક સમિતિ પોતાના કાર્યનો હેવાલ મધ્યસ્થ સમિતિ સમક્ષ નિયમિત રીતે પેશ કરશે. અખિલ હિંદ પાર્ટી કોંગ્રેસ અથવા પરિષદ માટેના પ્રતિનિધિઓની ચૂંટણી માટે પ્રાંતિક પરિષદ બોલાવી શકાય એમ ના હોય ત્યારે પ્રાંતિક સમિતિ એ પ્રતિનિધિઓ ચૂંટી શકશે. પણ એ માટે મધ્યસ્થ સમિતિની મંજૂરીની જરૂર રહેશે.

**કલમ ૧૦ :**

પ્રાંતિક સમિતિ સમક્ષ પડેલાં કાર્યો કાબેલિયતથી પાર પાડી શકાય તે માટે, અને કાર્યની તથા નીચેના પાર્ટી સંગઠનોની યોગ્ય દોરવણી કરી શકાય એ માટે પ્રાંતિક સમિતિના જુદા જુદા સભ્યો પ્રાંતના જુદા જુદા જીલ્લાઓના કામની દેખરેખ રાખશે; પ્રાંતિક સમિતિના સભ્યો પ્રાંતિક સમિતિનાં કાર્યોને નીચેના ધોરણે વહેંચી લેશે—

(૧) પાર્ટીના પ્રાંતિક મુખપત્રના તંત્રી (મધ્યસ્થ સમિતિની મંજુરી જરૂરી રહેશે.)

(૨) નીચલા ઘટકોના કામની દેખરેખ રાખવા માટે સંગઠનકર્તાઓ.

(૩) આમ-સંસ્થાઓમાંના 'ફ્રેકશનો'ના આગેવાનો.

(૪) પાર્ટી સાહિત્યની વહેંચણી; અને મધ્યસ્થ સમિતિ મંજુરી આપે તો પાર્ટી સાહિત્યનું ઉત્પાદન; અને એનો હિસાબ.

(૫) પ્રાંતિક પાર્ટી ભંડોળ માટે ખજાનચી.

(૬) પાર્ટી સ્કૂલો અને પાર્ટી તાલિમ.

(૭) ખાસ કાર્ય માટેના આગેવાન.

**નોંધ:**—કામની ચોક્કસ સ્થિતિને ધ્યાનમાં લઇને પ્રાંતિક સમિતિ ઉપરનાં કાર્યો-માંથી કેટલાંકને ભેગાં કરી એક જ બિરાદરના હાથમાં સોંપી શકશે, તથા કાર્યો શરૂ કરી શકશે. નીચલાં એકમો અને આમ–સંસ્થાઓમાં કામ કરતા ફ્રેકશનોનાં કાર્યો તપાસવા તથા તે પર દેખરેખ રાખવા માટે પ્રાંતિક સમિતિ પોતાના સભ્યો ન હોય એવા બિરાદ-રોને પણ સંગઠનકર્તા તરીકે નીમી શકશે. પાર્ટીનું અને આમ-મોરચાઓ પરનું કાર્ય બરાબર ચાલે એ માટે, જરૂર જણાય તો પ્રાંતિક સમિતિ પેટા–સમિતિઓ અથવા ખાસ 'સેલો' બનાવી શકશે.

**કલમ ૧૧:**

એક પ્રાંતિક પરિષદથી બીજી પ્રાંતિક પરિષદ દરમિયાનના વચગાળાના સમયમાં પ્રાંતિક સમિતિ પ્રાંતિક સંગઠનોના બધા જ કાર્યની દોરવણી કરશે; બીજી સંસ્થાઓ કે સંગઠનો સાથેના સંબંધમાં તે પાર્ટીના પ્રાંતિક સંગઠનનું પ્રતિનિધિત્વ ધરાવશે. જુદા જુદા પ્રાંતિક પાર્ટી ઘટકોની સ્થાપના કરી, એમના કાર્યની દોરવણી કરશે. પ્રાંતિક ઘટકોનું ભંડોળ અને શકિતની (કાર્યકરોની) ફાળવણી કરશે અને પ્રાંતિક ભંડોળ પર કાબુ રાખશે. પ્રાંતમાંના જીલ્લા ઘટકોની આગેવાનીને મજબૂત બનાવવા માટે, તેમજ નિર્ણયોનો અમલ થાય છે કે નહિ એની બરાબર તપાસ રાખવા માટે પ્રાંતિક સમિતિ પોતાના પ્રતિનિધિઓને સંગ-ઠનકર્તાઓ તથા 'રિપોર્ટરો' (અહેવાલ લેનાર-આપનાર) તરીકે જીલ્લાઓમાં મોકલશે.

**નોંધઃ પ્રાંતિક સમિતિ, કોઇપણ શહેરનું રાજકીય અને ઔદ્યોગિક મહત્વ ધ્યાનમાં લઇને એ શહેર સમિતિ ને જીલ્લા સમિતિ બનાવી શકશે.**

**કલમ ૧૨ :**

પ્રાંતિક, જીલ્લા કે શહેર સમિતિમાં ખાલી પડેલી જગ્યા પૂરવા માટે એ સમિતિ નવા સભ્યોને આમેજ (કો-ઓપ્ટ) કરી શકશે. પ્રાંતિક, જીલ્લા કે સ્થાનિક સમિતિ નીચલા ઘટકો અથવા એના સભ્યોને વિખેરી નાખી શકશે અથવા નીમી શકશે; અને જરૂર જણાય તો નીચલા ઘટકોની પરિષદોને મુલ્તવી રાખી શકશે.

# ધારો : ૭

## *પાર્ટીની મધ્યસ્થ સંસ્થાઓ*

**કલમ ૧ :**

અખિલ હિંદ પાર્ટી કોંગ્રેસ એ હિંદી કમ્યુનિસ્ટ પાર્ટીની સર્વોપરી સત્તા છે. આ કોંગ્રેસ સામાન્ય રીતે દર વર્ષે નિયમિત ભરાશે. મધ્યસ્થ સમિતિ પોતાની મેળે ખાસ કોંગ્રેસ બોલાવી શકશે; અથવા તો છેલ્લી કોંગ્રેસમાં જેટલા સભ્યોનું પ્રતિનિધિત્વ હોય એની કુલ સભ્ય-સંખ્યાના ૧/૩ ભાગના સભ્યોનું પ્રતિનિધિત્વ ધરાવતા પાર્ટી ઘટકો માંગણી કરે તો ખાસ કોંગ્રેસ બોલાવવામાં આવશે.

છેલ્લી પાર્ટી કોંગ્રેસમાં જેટલા પાર્ટી સભ્યોનું પ્રતિનિધિત્વ હોય એથી અર્ધી સભ્ય-સંખ્યાનું પ્રતિનિધિત્વ ધરાવતા પ્રતિનિધિઓ કોંગ્રેસમાં હાજર હોય તો કોંગ્રેસને બધી જ બાબતોમાં સંપૂર્ણ સત્તા રહેશે. કોંગ્રેસ માટેના પ્રતિનિધિઓની સંખ્યા તેમજ એ પ્રતિનિધિઓની ચૂંટણીની રીત મધ્યસ્થ સમિતિ નક્કી કરશે.

**નોંધઃ** પાર્ટી કોંગ્રેસ ભરવાનું જો શકય નહિ હોય તો મધ્યસ્થ સમિતિ પોતાનું વિસ્તારિત અધિવેશન બોલાવશે, જેમાં પ્રાંતિક સમિતિના પ્રતિનિધિઓ પણ ભાગ લેશે.

**કલમ ૨ :**

અખિલ હિંદ પાર્ટી કોંગ્રેસ નીચેનાં કાર્યો કરશે—

(૧) મધ્યસ્થ સમિતિનો હેવાલ ચર્ચશે અને મંજૂર રાખશે.

(૨) પાર્ટીના કાર્યક્રમ અને ધારાધોરણને ફરીથી તપાસી એમાં ફેરફાર કરી શકશે.

(૩) ચાલુ રાજકારણના મૂળભૂત પ્રશ્નો પરત્વેની પાર્ટીની કાર્યનીતિ નક્કી કરશે.

(૪) બહુમતિથી મધ્યસ્થ સમિતિની અને એક મુખ્ય મંત્રીની ચૂંટણી કરશે.

પાર્ટી કોંગ્રેસની બેઠકો દરમિયાન હિસાબો તપાસવા એક નાનું 'ઓડિટર કમિશન' ચૂંટવામાં આવશે. આ 'કમિશન' આગળની કોંગ્રેસથી આ કોંગ્રેસ સુધીની નાણાંકીય બાબતો તપાસી કોંગ્રેસ સમક્ષ પોતાનો હેવાલ રજુ કરશે. કોંગ્રેસ પૂરી થતાં, આ કમિશનને વિખેરી નાંખવામાં આવશે.

**કલમ ૩ :**

મધ્યસ્થ સમિતિ પાકા અને ઉમેદવાર સભ્યો (કેન્ડીડેટ) ની બનશે. અને એની સંખ્યા દર વખતે અખિલ હિંદ કોંગ્રેસ નક્કી કરશે. 'ઉમેદવાર સભ્યો' પોતાનો અભિપ્રાય આપી શકશે પણ મત નહિ આપી શકે. મધ્યસ્થ સમિતિના કોઇ સભ્ય મધ્યસ્થ સમિતિ છોડી જાય તો કોંગ્રેસે નક્કી કરેલ ક્રમ પ્રમાણે 'કેન્ડીડેટ' સભ્યોમાંથી એકને ખાલી પડેલી જગ્યા પર લેવામાં આવશે. મધ્યસ્થ સમિતિમાં વધુ સભ્યો આમેજ (કો-ઓપ્ટ) કરવાનો મધ્યસ્થ સમિતિને હક્ક રહેશે.

**કલમ ૪ :**

અખિલ હિંદ પાર્ટી કોંગ્રેસના એક અધિવેશનથી બીજા અધિવેશન સુધીના વચગાળાના સમયમાં મધ્યસ્થ સમિતિ પાર્ટીની સર્વોપરી સત્તા છે. અને બંધારણનો તથા પાર્ટી કોંગ્રેસમાં લોકશાહી ધોરણે સ્વીકારેલ પાર્ટીની નીતિનો અમલ કરવાની તેની જવાબદારી છે. મધ્યસ્થ સમિતિ સમગ્ર પાર્ટીનું પ્રતિનિધિત્વ ધરાવે છે અને બે કોંગ્રેસના વચગાળાના સમયમાં પાર્ટી સમક્ષ ઉભા થતા કોઇ પણ પ્રશ્નનો નિર્ણય કરવાનો હક્ક અને સંપૂર્ણ સત્તા ધરાવે છે.

બે કોંગ્રેસના વચગાળાના સમયમાં મધ્યસ્થ સમિતિ પાર્ટીના બધા જ કામની દોરવણી કરશે; જુદા જુદા પાર્ટી ઘટકો ઉભાં કરશે. અને એમનાં કાર્યોને દોરવણી આપશે; પાર્ટીના મધ્યસ્થ મુખપત્રના તંત્રીની નીમણૂંક કરશે; પ્રાંતિક પાર્ટી સમિતિઓના મંત્રીઓને તેમજ પ્રાંતિક મુખપત્રના તંત્રીઓને માન્ય રાખશે. પાર્ટીનું ભંડોળ અને શકિત (કાર્યકરો)ની ફાળવણી કરશે અને પાર્ટીના મધ્યસ્થ ભંડોળ પર કાબૂ ધરાવશે.

**કલમ ૫ :**

મધ્યસ્થ સમિતિ પોતાના સભ્યોમાંથી 'પોલિટિકલ બ્યુરો' (રાજકીય મંત્રી મંડળ) ચૂંટી કાઢશે. પાર્ટી કોંગ્રેસે ચૂંટી કાઢેલ મંત્રી 'પોલિટ-બ્યુરો'ના સભ્ય રહેશે અને 'પોલિટ-બ્યુરો'ના મંત્રી તરીકે કામ કરશે. મધ્યસ્થ સમિતિ પૂરી કાબેલિયતભર્યા કાર્ય માટે જરૂરી જણાય તો વધુ મંત્રીઓ ચૂંટી કાઢશે, અથવા નવાં ખાતાંઓ અને સમિતિઓ રચશે. મધ્યસ્થ સમિતિની પૂરી બેઠકોના વચગાળાના સમયમાં મધ્યસ્થ સમિતિના નિર્ણયો અમલમાં મૂકવાની અને મધ્યસ્થ સમિતિનું કાર્ય કરવાની જવાબદારી 'પોલિટ-બ્યુરો'ની રહેશે. પોતાના નિર્ણયો માટે 'પોલિટ-બ્યુરો' મધ્યસ્થ સમિતિને જવાબદાર રહેશે. 'પોલિટ-બ્યુરો'ની સભ્ય સંખ્યા મધ્યસ્થ સમિતિ બહુમતિથી નક્કી કરશે.

મધ્યસ્થ સમિતિ છ મહિનામાં ઓછામાં ઓછી એક વખત મળશે. 'પોલિટ બ્યુરો' દર અઠવાડિયે મળશે.

કલમ ૬ :

મધ્યસ્થ સમિતિના જુદા જુદા સભ્યોને સમિતિના પ્રતિનિધિઓ તરીકે આ તો સંગઠનકર્તાઓ તરીકે જુદા જુદા પ્રાંતિક સંગઠનો અને નિર્દેશકો સાથે મૂકવામાં આવશે. મધ્યસ્થ સમિતિના જુદાં જુદાં કાર્યક્ષેત્રો સમિતિના સભ્યો અંદર અંદર વહેંચી લેશે.

(૧) પાર્ટીના મધ્યસ્થ મુખપત્ર અને પ્રકાશનોના તંત્રી
(૨) પાર્ટી-પ્રેસ અને સાહિત્યની વહેંચણી
(૩) અખિલ હિંદ આમ-સંસ્થાઓમાંના કાર્યના આગેવાનો
(૪) પાર્ટી-સ્કૂલ અને પાર્ટી તાલિમ
(૫) ખજાનચી અને મધ્યસ્થ હિસાબનીશ
(૬) ખાસ કાર્યોના આગેવાનો

કલમ ૭ :

પાર્ટીની બોલ્શેવિક આગેવાનીને મજબુત બનાવવાના હેતુથી અને પ્રાંતિક તથા જીલ્લા ઘટકોના કાર્યની બરાબર દેખભાળ અને તપાસ થઇ શકે એ માટે મધ્યસ્થ સમિતિ પોતાના પ્રતિનિધિઓ, સંગઠનકર્તાઓ નિર્દેશકો મોકલશે; મધ્યસ્થ સમિતિ અથવા 'પોલિટ-બ્યુરો' દર વખતે ખાસ સૂચનાઓ આપશે અને એના આધાર પર આ પ્રતિનિધિઓ, સંગઠનકર્તાઓ, નિર્દેશકો કામ કરશે.

કલમ ૮ :

જ્યારે જરૂર જણાય ત્યારે મધ્યસ્થ સમિતિ અખિલ હિંદ પાર્ટી પરિષદ બોલાવી શકશે. આ પરિષદ માટેની હાજરીનું ધોરણ મધ્યસ્થ સમિતિ નક્કી કરશે. આવી પરિષદો મધ્યસ્થ સમિતિને પૂરક સલાહકારક સંસ્થાઓ રહેશે.

# ધારો : ૮

## *આમ સંસ્થાઓમાંનાં 'ફ્રેકશનો'*

કલમ ૧ :

કામદાર સંઘ, કિસાન સભા, વિદ્યાર્થી અને સ્ત્રીઓની સંસ્થાઓ, સહકારી મંડળીઓ, રમત ગમતની કલબો, યુવક સંઘો વગેરે આમ-સંસ્થાઓની ચૂંટાયેલી સમિતિઓમાં, સભાઓમાં અને કોંગ્રેસોમાં; તેમજ સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓમાં અને ધારાસભાઓ જ્યાં ઓછામાં ઓછા બે પાર્ટી સભ્યો હશે ત્યાં પાર્ટી-'ફ્રેકશન' બનાવવામાં આવશે. આ 'ફ્રેકશનો' શિસ્તબદ્ધ પાર્ટી રીતે કામ કરશે. જે સંસ્થાઓમાં એ કામ કરતા હોય એની આમ-તાકાત, લડાયક શક્તિ અને એકતાને મજબુત કરવાના હેતુથી પાર્ટીની કાર્યનીતિ માટે પાર્ટીની બહારના લોકોનો ટેકો મેળવવા આ ફ્રેકશનો પ્રયાસ કરશે.

**કલમ ૨ :**

દરેક 'ફ્રેકશન' તેની સાથે સંબંધ ધરાવતી પાર્ટી સમિતિ (મધ્યસ્થ સમિતિ, પ્રાંતિક સમિતિ, જીલ્લા, શહેર, સ્થાનિક સમિતિ અથવા સેલ)ના સંપૂર્ણ કાબૂમાં રહેશે, અને બધા જ પ્રશ્નોમાં એમને દોરવણી આપતા પાર્ટી-ઘટકોના નિર્ણયોનો જરા પણ ડગુમગુ થયા વિના કડક રીતે અમલ કરશે.

સંબંધ ધરાવતી પાર્ટી સમિતિની સંમતિથી આમ-સંસ્થાના ઉપલા સંગઠનોમાં કામ કરતા ફ્રેકશનો આમ-સંસ્થાના નીચલા સંગઠનોમાં કામ કરતાં ફ્રેકશનો પર સૂચનાઓ મોકલી શકશે, અને એ (નીચલાં) ફ્રેકશનો આ સૂચનાઓને ઉપલી પાર્ટી સંસ્થાની સૂચનાઓ ગણીને તેનો અચૂક રીતે અમલ કરશે.

ફ્રેકશન તેના કામ માટે પોતાનો મંત્રી ચૂંટી કાઢશે.

# ધારો : ૯

## *પાર્ટી શિસ્ત અને તેનો અમલ*

**કલમ ૧ :**

પાર્ટીની એકતાની જાળવણી માટે એ સાવ જરૂરી છે કે પાર્ટીની અંદર પક્ષીય ટોળીઓ બાંધવાની અને પક્ષાપક્ષીના તડાં-ભાગલા ઉભા કરવાની પાર્ટી વિરોધી વલણો સામે સખ્તમાં સખ્ત જેહાદ ચલાવવામાં આવે. પાર્ટીની અંદર સખ્તમાં સખ્ત શિસ્ત-પાલન કરાવવા અને વધુમાં વધુ એકતા લાવવા માટે મધ્યસ્થ સમિતિ બધી જ પક્ષાપક્ષીવાળી ટોળીઓને દૂર કરવા માટે પગલાં ભરશે; એટલું જ નહિ, પણ શિસ્ત ભંગ અથવા પક્ષીય ટોળીઓના અસ્તિત્વના કિસ્સાઓમાં પાર્ટી-માંથી બરતરફ કરવા સુદ્ધાંની હદ સુધીની બધી જ શિક્ષાઓ કરવાનો મધ્યસ્થ સમિતિને હક્ક રહેશે.

**કલમ ૨ :**

પાર્ટીની મુખ્ય સમિતિઓના નિર્ણયોનો તાત્કાલિક અને ચોક્કસ અમલ કરવાનો રહેશે; જે વ્યક્તિગત સભ્યો તેમ કરવામાં નિષ્ફળ નીવડશે એમને, પાર્ટીની અંદર તથા જાહેરમાં ઠપકો આપીને જવાબદારીભર્યા સ્થાન પરથી દૂર કરીને, અથવા પાર્ટીમાંથી મોકુફ કે બરતરફ કરીને સજા કરવામાં આવશે.

પાર્ટી સમિતિઓ શિસ્ત ભંગ કરશે તો ઉપલી સમિતિ એવી સમિતિને દૂર કરશે અને એની જગ્યાએ સમિતિની ચૂંટણી ગોઠવશે. અથવા નવી સમિતિ નીમશે.

**કલમ ૩ :**

હડતાલ તોડનારા, દારૂડીઆ, નૈતિક રીતે અધઃપાત પામેલા, પાર્ટીનો વિશ્વાસઘાત કરનારા, નાણાંકીય ગોટાળા કરનારા, અને દુશ્મન વતી હરકેસગી

કરનારા પાર્ટી સભ્યોને, અથવા તો જે પાર્ટી સભ્યોનું વર્તન અને કાર્યો પાર્ટી અને કામદાર વર્ગને નુકશાનકારક હોય એમને તાત્કાલિક પાર્ટીમાંથી બરતરફ કરવામાં આવશે.

**કલમ ૪ :**

'સેલ'થી માંડીને મધ્યસ્થ સમિતિ સુધીની બધી જ પાર્ટી સમિતિઓને એમના તાબાના કોઇપણ વ્યક્તિગત સભ્ય અથવા સમિતિ સામે ફરિયાદ સાંભળવાનો અને શિસ્ત અંગે નિર્ણય કરવાનો હક રહેશે. નીચલી સમિતિએ શિસ્તભંગ અંગે લીધેલાં પગલાંઓને ઉપલી સમિતિની મંજૂરીની જરૂર રહેશે. આ મંજૂરી આવે ત્યાંસુધી જેમની સામે શિસ્તભંગ માટે પગલાં ભરવામાં આવ્યાં હશે એમને જવાબદારીની જગ્યાઓથી દૂર કરવામાં આવશે.

**કલમ ૫ :**

જે સભ્યોને સજા કરવામાં આવી હશે એમને શિસ્ત અંગેના નિર્ણય વિરૂધ્ધ પાર્ટીની છેક અખિલ હિંદ કોંગ્રેસ સુધી અપીલ કરવાનો હક રહેશે.

# ધારો : ૧૦

## *પાર્ટી અંદરની ચર્ચા*

**પાર્ટીની જુદી જુદી સમિતિઓમાં અથવા સમગ્ર પાર્ટીમાં પાર્ટીની** નીતિની છૂટથી અને મુદ્દાસર ચર્ચા કરવાને દરેક પાર્ટી સભ્યને અબાધિત અધિકાર છે; પાર્ટીના આંતરિક લોકશાસનમાં આ હક રહેલો છે. પણ જ્યારે પાર્ટીની કાર્યનીતિના પ્રશ્નો પરત્વેની અનંત ચર્ચા, પાર્ટી સભ્યોની વિશાળ બહુમતિ પર પોતાનાં મંતવ્યો લાદવા માટેનો નજીવી લઘુમતિનો પ્રયાસ બની જાય, અથવા પક્ષીય ટોળીઓ ઉભા કરવાનો પ્રયાસ બને ત્યારે એ ચર્ચા બરદાસ્ત ન કરી લઇ શકાય; કારણ કે એવી ચર્ચા પાર્ટીના આંતરિક લોકશાસનનો ગંભીર દુરુપયોગ કરવા બરાબર બને, અને પાર્ટી તથા કામદાર વર્ગમાં ભાગલા પડાવે. એટલે,

(૧) એક અથવા વધુ પ્રાંતિક સંસ્થાઓને જરૂરીઆત જણાય ત્યારે—

(૨) પાર્ટીની કાર્યનીતિના મુખ્ય પ્રશ્નો અંગે મધ્યસ્થ સમિતિમાં પૂરતી મજબૂત બહુમતિ ના હોય ત્યારે—

(૩) મધ્યસ્થ સમિતિમાં અમુક દ્રષ્ટિબિંદુની તરફેણમાં મજબૂત બહુમતિ હોય તો પણ, પાર્ટીમાંની ચર્ચા દ્વારા પોતાની કાર્યનીતિની સચ્ચાઈની ખાત્રી કરી જોવાનું મધ્યસ્થ સમિતિને જરૂરી લાગે ત્યારે—

બહોળા પ્રમાણની આંતરિક પાર્ટી ચર્ચાને જરૂરી લેખવામાં આવશે.

**નોંધ : ઉપર જણાવેલી શરતો અનુસાર આંતરિક પાર્ટી ચર્ચા ચલાવવા દેવામાં આવશે ત્યારે પણ મધ્યસ્થ સમિતિ અને નીચલી સમિતિઓની મજબૂત દોરવણી**

નીચે જ એ ચર્ચા કરવામાં આવશે. નીતિ પરત્વેના જે મુખ્ય પ્રશ્ન ચર્ચવાના હોય એ લેખિત હેવાલમાં અને ઠરાવમાં સ્પષ્ટ રીતે રજુ કરાશે. આ લેખિત હેવાલ અને ઠરાવના પાયા પર જ બધી નીચલી સમિતિઓમાં ચર્ચા ચાલશે. શકય હોય ત્યાંસુધી મધ્યસ્થ સમિતિએ અને પ્રાંતિક સમિતિઓએ ખાસ મોકલેલ 'રિપોર્ટરો'ની આગેવાની નીચે જુદા જુદા ઘટકોમાં ચર્ચા થશે.

# ધારો : ૧૧

## *નિયમો અને પેટા કાનુનો*

**કલમ ૧ :**

પાર્ટી સંગઠનોનું કાર્ય બરાબર ચાલે એ માટે, અને પાર્ટીમાં એકધારી કાર્ય-પદ્ધતિ અને નિયમો પ્રવર્તે એ માટે આ બંધારણના ધોરણ પર નિયમો અને પેટા-કાનુનો ઘડવામાં આવશે. અખિલ હિંદ પાર્ટી કોંગ્રેસની બહુમતિ આ નિયમો અને પેટા-કાનુનો ઘડી કે બદલી શકશે અથવા બે કોંગ્રેસોના વચગાળાના સમયમાં મધ્યસ્થ સમિતિ બહુમતિથી તેમ કરી શકશે.

**કલમ ૨ :**

અખિલ હિંદ પાર્ટીના આ બંધારણ અને તેના પેટા-કાનુનોના ઘર્ષણમાં ન આવતા હોય એવા પ્રાંતિક પેટા કાનુનો પ્રાંતિક પાર્ટી પરિષદ બહુમતિથી ઘડી શકશે અથવા એમાં ફેરફાર કરી શકશે. બે પરિષદોના વચગાળાના સમયમાં પ્રાંતિક સમિતિની બહુમતિ તેમ કરી શકશે.

●

શરફ અથર અલીએ, ધી "ન્યુ એજ" પ્રિન્ટીંગ પ્રેસ, ૧૯૦ બી, ખેતવાડી, મેઈનરોડ, મુંબઈ ૪. થી લોક પ્રકાશન ગૃહ માટે છાપી રાજભુવન, સેન્ડહર્સ્ટ રોડથી પ્રસિદ્ધ કર્યું.

# હિંદી કમ્યુનિસ્ટ પાર્ટીનું બંધારણ તમે હમણાં જ વાંચ્યું



—પાર્ટીના સામાન્ય ધ્યેય વિષે હવે તમે જાણો છો

—પાર્ટીના સભ્યોની ફરજો અને જવાબદારીઓ વિષે તમને ખ્યાલ આવ્યો છે

—ટ્રેડ યુનિયન, કિસાન સભા, વિદ્યાર્થી સંઘ કે મહિલા સંઘમાં કમ્યુનિસ્ટો સાથે ખભેખભો લગાવી તમે કામ કરતા આવ્યા છો

—અનાજ, ઉત્પાદન, નેતાઓની મુક્તિ ને રાષ્ટ્રીય એકતાના આંદોલનમાં તમે કમ્યુનિસ્ટો સાથે કામ કરતા આવ્યા છો

—કમ્યુનિસ્ટ પાર્ટીનાં અખબારો અને પ્રકાશનો તમે અવારનવાર વાંચતા આવ્યા છો

## તો પછી—

## હિંદી કમ્યુનિસ્ટ પાર્ટીમાં જોડાઈ જાઓ

હિંદી કમ્યુનિસ્ટ પાર્ટીનું વડું મથક

રાજભુવન, સેન્ડહર્સ્ટ રોડ,

મુંબઈ ૪